નમાઝ-દરેક મુસલમાન સ્ત્રી પુરૂષ ઉપર ફરઝ છે.

# રહબરે દીન.

છપાવી-વકફ કરનાર

શેઠ ગુલામહુસેન વલીમામદ........સાહીવાળાતે
સાજન ટાઇલ માર્ટના માલેકે પોતાની વહાલા માતુશ્રીના
રૂહના સવાબ માટે વકફ કીધી છે.

પ્રત ૧૦૦૦

—:(૦):—

મળવાનું ઠેકાણું.

સાજન કું. સાજન ટાઇલ માર્ટ

બેંક સ્ટ્રીટ. ફોર્ટ.

મુંબઈ.





# રહેબરે દીન.

નમાઝ એ મુસલમાનોની એક ઇબાદત દીનની રહેબર છે. કુર-આને કરીમમાં તેને માટે બહુ તાકીદ છે. નમાઝ જેવી કોઇ ઇબાદત અફ્ઝલ નથી. નમાઝ એ ખુદાનું સ્મરણ કરાવે છે. ખુદાની ખુબીઓ ચમત્કારથી આપણુને ખબર કરે છે. તેના એહસાન નમાઝ થકી આપણે અદા કરી શકીએ છીએ "બંદગી કરવામાં કાયમ રહો તેહકીક બંદગી માણસને ખોટા કામો કરવાથી બચાવે છે અને ખુદાને યાદ કરવું એ એક પવિત્ર ફર્ઝ છે." (સુરત અન-ફ્યુત આયા ૪૫) વળી કુરઆને પાકમાં ખુદાએ તઆલા ફરમાવે

છે કેઃ—"મુકિત પામેલા તે છે જે પોતાને શુધ્ધ બનાવે છે અને ખુદાનું નામ લઈ તેની બંદગી કરે છે" (જુઓ કુરઆને શરીફ સુરએ આઅલા આયત ૧૪-૧૫) અને તેવીજ રીતે ઘણીજ તાકીદ નમાઝ ઉપર કરવામાં આવી છે.

બીમારીમાં મુસાફરીમાં અથવા બીકના વખતમાં નમાઝ પઢવા માટે જોગવાઇ કરવામાં આવી છે. નમાઝ ન પઢનારાઓ ઉપર સખ્ત અઝાબ મુકરર કરવામાં આવેલ છે. તેવા તારીક-કુસ્સાત માટે કોઇ બહાનું નથી.

નમાઝ અને તેની અદા કરવાની રીત શીખવી મર્દ-ઓરત ઉપર ફર્ઝ છે. નમાઝ અદા કરવા પહેલાં વઝુ કરવું ફર્ઝ છે વુઝુના સુન્નત, વાજીબ, મુસ્તહબ, શીખવા જોઇએ કારણ કે પવિત્રતાઈ સિવાય મુસલમાની કોઈપણ બંદગી કરવી જાએઝ નથી. વુઝુ હમેશા પાણીથી થાય છે. અને પાણી ન મળે અથવા તો પાણી નુકશાન કરે તેવા સંજોગોમાં તયમ્મુમ કરી શકાય છે અને તે ચોખ્ખી માટીથી કરવાનો હુકમ છે.

---

# વુઝુ.

વુઝુ કરવા અગાઉ બે બાબતોની સફાઈ ઉપર ધ્યાન પહોંચાડવાનું છે. અને તે (૧) શરીર અને (૨) કપડાં.

(૧) શરીરની પવિત્રતાઇ એટલે કે શરીર હમેશા નજાસત, જનાબત, હયઝ અથવા નીફાસથી દુર હોવું જોઇએ.

(૨) કાપડની સફાઇ એટલે કે કપડાં હમેશાં નજાસતથી દુર હોવા જોઇએ.

વુઝુ કરવામાં ખાસ કરીને ચાર બાબતો ઉપર વધુ ધ્યાન પહોંચાડવાની જરૂર છે.

(૧) ત્રણ વખત આખું મોહડું ધોવું.
(૨) પહેલે જમણા હાથને પછી ડાબા હાથને ત્રણ વખત કોણી સુધી ધોવું.
(૩) માથાનો મસો કરવો.
(૪) બેઉ પગો ગુંટી સાથે ત્રણ વખત ધોવા.

ઉપર જણાવેલી ચાર બાબદોમાં કોઇ પણ જાતનો ફેરફાર થાય તો વઝુ બાતીલ થાએ છે, એટલે કે વઝુ બરોબર જાએઝ કહેવાય નહી તેથી નમાઝ થતી નથી.

## વુઝુની સુન્નતો નીચે મુજબ છે:—

આખો વઝુ ફર્ઝો તેમજ સુન્નતો સાથે આ પ્રમાણે કરવો જોઇએ.

અવ્વલ કીબ્લા તરફ મોહું રાખી "**નવયતુ અન અતા વદ્દાતીઆ લીઇસતીબા હતીસ્સલાતી તકરરૂ બન ઇલલ્લાહીતઆલા**" એવી રીતે નીય્યત કરવી ત્યાર બાદ **બીસમીલ્લાહીર રહમાનીર રહીમ** કહી ૧. પહેલા બન્ને હાથો પહોંચા સુધી ત્રણ વખત ધોવાં ૨. જમણા હથથી મોહમાં ત્રણ વખત પાણી નાખી કોગળાં કરવાં અગાઉ દાતણ કરવું, જો દાતણ ન હોય તો શહાદતની આંગળીથી દાતણ કરવું ૩. નાકમાં જમણા

હાથથી ત્રણ વખત પાણી નાખી ડાબા હાથથી નાકને બરાબર સાફ કરવું. ૪. ત્રણ વાર મોહોડું ધોવું ૫. પહેલાં જમણા હાથને ત્યાર બાદ ડાબા હાથને ત્રણ વખત કોણી સુધી ધોવાં. ૬. બન્ને હાથોમાં પાણી લઇને આખા માથા ઉપર તથા કાનો ગરદન તથા આંગળાનો એક વખત મસહો કરવો. ૭. ત્યાર પછી પહેલાં જમણા પગને ત્રણ વખત ગુટણી સાથે ધોવાં.

વુઝુ કર્યા બાદ કલમે શહાદત પઢવું.

ઉપર પ્રમાણે વુઝુ કરવાથી વુઝુ સહીહ અને ખરી રીત પ્રમાણે થાય છે. કે જેથી નમાઝ પણ કબુલ થાય છે.

---

# તયમ્મુમ.

વુઝુ પાણીથી થાય છે. પણ પાણી ન મળતું હોય અથવા તો પાણી હોવા છતાં બીમારી અથવા કોઇ જાતનો ડર હોય તો વુઝુ ને બદલે તયમ્મુમ થઈ શકે છે.

તયમ્મુમમાં, જેવી રીતે આપણે વુઝુ કરીએ છીએ તેવીજ રીતે આપણને કરવું, પણ ફરક એટલો કે, કોગળા અથવા નાકમાં પાણીને બદલે માટી નાખી શકતા નથી.

**તયમ્મુમ નીચે પ્રમાણે કરવું:—**

પાક માટી અથવા રેતી અથવા કોઇ એવીજ ચિજ ઉપર બન્ને હાથોની હથેલીઓ એક વખત મારી મોંઢા ઉપરે ફેરવવું ને ફરી બીજી વખત હાથો મારી બન્ને હાથોની કોણી સુધી ફેરવવા.

તયમ્મુમમાં ત્રણ ફર્ઝ છે, એટલે એક નીય્યત અને બે ઝરબ (એટલે બે વખત હાથ મારવું).

---

# અઝાંન

મસ્જીદમાં અથવા તો બહાર, જ્યાં જમાત થઇ શકે અથવા સાથે નમાઝ પઢાય ત્યાં નમાઝ અગાઉ અઝાન આપવી જોઇએ. અઝાન આપનાર વઝુ કરીને કીબ્લા તરફ મોહું કરી બન્ને કાનો માં શહાદતની આંગળી મુકી બુલંદ અવાઝથી નીચે મુજબ કહે.

અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર
અલ્લાહ સઉથી મોટો છે અલ્લાહ સઉથી મોટો છે.

અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર
અલ્લાહ સઉથી મોટો છે અલ્લાહ સઉથી મોટો છે

અશહદુ અન્લાઇલાહા ઈલ્લલ્લાહુ (બે વાર)
હું શાક્ષી આપું છું કે નથી કોઇ પુજ્ય સિવાય અલ્લાહ

અશહદુ અન્ના મુહમ્મદર રસુલુલ્લાહ (બે વાર) હું શાક્ષી આપું છું કે મુહમ્મદ (સ. વ.) અલ્લાહના રસુલ છે

હય્યા અલસ-સલાહ (જમણી તરફ મોહું કરી બે વાર)
આવો નમાઝ પઢવા

હય્યા અલલ ફલાહ (ડાબી બાજુએ મોંહું કરી બે વાર)
આવો તમારી ભલાઇ માટે

**અલ્લાહુ અકબર** **અલ્લાહુ અકબર**
અલ્લાહ સઉથા મોટા છે. અલ્લાહ સઉથી મોટા છે

**લા ઇલાહા ઈલ્લ લ્લાહુ**
નથી કોઇ પુજ્ય સિવાય અલ્લાહ

(અગર સવારની નમાઝ હોય તો હય્યા અલલ ફ્લાહ બાદ **અસ્સલાતુ ખયરૂન મીનન-નવમી** બે વખત કહેવુ
નમાઝ ઉંઘથી ઉત્તમ છે.

ત્યાર પછી ઉપર પ્રમાણે અલ્લાહુ અકબર (બે વાર) અને લાઇલાહા ઇલ્લાલ્લાહુ (એક વાર)

અઝાન અપાઇ રહયા બાદનીચલી દુઆ પઢવી.

**૧ અલ્લાહુમ્મારબ્બા હાઝીહીદ--દઅવતી ત્તામ્મતી વસ્સ લાતીલ કાઇમતી આતી મુહમ્મદા નીલ વસીલતા વલ ફઝીલતા વદદરજતર--રફીઅતા વબ અસહુ મકા મમ-માહમુદા નીલ્લઝીવ અદત્તાહુ વરઝુકના શફાઅ તાહુ યવમલકીયામતી ઈન્નકાલા તુખલીફુલમીબાદ**

**અર્થ**

૧. અયે અમારા ખુદા, માલીક, આએ સંપુર્ણ દુ ાના અને પુરી નમાઝનાં. મુહમ્મદ (સ. વ.) ને અને તેના કુટુંબીઓને વસીલો તેમજ બુઝરગી બક્ષીશ કર. અને ઉઠાવ તેને "મકામ" મહમુદ ઉપર કે જે માટે તેં વાયદો કર્યો છે. ખરેખર તું વચન ભંગ નથી.

# એકામત

જમાત સાથે નમાઝ પઢવી સુન્નત મોઅક્કદ છે, જેમ બને તેમ હમેશાં જમાત સાથે નમાઝ પઢવી. જમાતની નમાઝ બે માણુસોથી પણ થઇ શકે છે. જમાત ઉભી રહે તે અગાઉ એકામત કહેવી જોઇએ અથવા આપણે એકલા નમાઝ પઢતા હોઇએ તોપણ ફરઝ નમાઝ અગાઉ એકામત કહેવી વાજીબ છે. એકામત જલદી જલદી પઢવી જોઇએ. એકામત નીચે મુજબ પઢવી જોઇએ.

અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર
અશહદુ અન્લા ઇલાહ ઇલ્લલ્લાહ (બે વાર)
અશહદુ અન્ના મુહમ્મદર-રસુલુલ્લાહ ( ,, )
હય્યા અલસ્સલાહ ( ,, )
હય્યા અલલ ફલાહ ( ,, )
કદ કામતીસ્સલાત ( ,, )
અલ્લાહુ અકબરે અલાહુ અકબર
લા ઇલાહા ઇલ્લલ્લાહ

**નમાઝની નિય્યત** તથા **નમાઝની** રકાતો અને વખતો

**નમાઝ નીચે પ્રમાણે** પાંચ જુદે જુદે વખતે પડવી જોઇએ.

—:o:—

## ૧. ફજરની નમાઝ

પરોઢયું ફાટવાથી તે સુરજ ઉગવા અગાઉ. જેમાં પહેલાં ૨) રકઅત સુન્નત મુઅકકેદ અને પછી ૨) રકઆત ફરઝ પઢવી.

૨] રકઅત સુન્નતની નિય્યત—" નવયતુ અન ઉસલ્લીયા લીલ્લાહી તઆલા રકઆતયની સુન્નતા રસુલુલ્લાહી તઆલા ફજરી મુંતવજ્જીહન ઇલાજીહતીલ કાઅબતીશ-શરીફતી અલ્લાહુ અકબર"

૨] રકઆત ફરઝની નિય્યત—" નવયતુ અન ઉસલ્લીયા લીલ્લાહી તઆલા રકઆતયની સલાતલ ફજરી ફરઝલ્લાહી તઆલા ફરઝા હાઝલ વકતે (ઇકતદયતુ બીહાઝલ ઇમામ) મુતવજ્જીહન ઇલા જીહતીલ કાઅબતીશ શરીફતી અલ્લાહુ અકબર."

## ૨. ઝોહરની નમાઝ.

સુરજ ઢળ્યા પછી આશરે ૧૨॥ થી ૩ વાગ્યા સુધી જેમાં પહેલાં ૪] રકઅત સુન્નત મુઅકેદ પછી ૪] રકઆત ફરઝ, ૨] રકઆત સુન્નત મુઆકેદ, ૨] રકઆત નફીલ.

૪] રકઆત સુન્નત મુઆકેદની નિયતઃ– " નવગતુ અને ઉસલ્લીયા લીલ્લાહી તઆલા અરબાઅ રકઅતીન સલાતઝ-ઝોહરી સુન્નતા રસુલીલ્લાહી તઆલા મુતવજ્જીહન ઇલા જીહતીલ કાઅબ-શરીફતી અલ્લાહુ અકબર.

૪] રકઆત ફરઝની નિય્યતઃ–નવયતુ અન ઉસલ્લીયા લીલ્લાહી તઆલા અરબાઅ રકઅતીન સલાતઝ-ઝોહરી ફરઝલ્લાહી તઆલા ફરઝા હાઝલ વકતે મુંતવજ્જીહન ઇલા જીહતીલ કાઅબતીશ-શરીફતી અલ્લાહુ અકબર."

૨] રકાઅત સુન્નત મુઅકકેદહની નિય્યતઃ–" નવયતુ અન ઉસલ્લીયા લીલ્લાહી તઆલા રકઆતયની સલાતઝ ઝોહરી સુન્નતા રસુ-

લીલ્લાહી તઆલા મુતવજ્જીહન ઇલા જીહતીલ કાઅબતીશ--શરીફતી અલ્લાહુ અકબર."

### ૩. અસરની નમાઝ.

ઝોહરનો વખત વીત્યા બાદ પછી તે સુરજ અસ્ત પામવા અગાઉ સુધી. જેમાં ૪] રકાઅત સુન્નત મુસ્તહબ પછી ૪] રકઅત ફરઝ પઢવી.

૪] રકાઅત સુન્નત મુસ્તબની નિય્યતઃ-- " નવયતુ અને ઉસલ્લીયા લીલ્લાહી તઆલા અરબા રકઆતીન સુન્નતા રસુલ્લાહી તઆલા સલાતલ અસરી મુનવજ્જીહન ઇલા જીહતીલ કાબતીશ--શરીફતી અલ્લાહુ અકબર."

૪] રકઆત ફરઝ નિય્યતઃ-- નવયતુ અન ઉસલ્લીયા લીલ્લાહી તઆલા અરબાઅ રકઆતીતીન સલાતલ અસરી ફરઝલ્લાહી તઆલા ફરઝા હાઝલ વકતી મુતવજ્જીહન ઇલા જીહતીલ કાઅબતીશ--શરી-ફતી અલ્લાહુ અકબર.

### ૪. મગરીબની નમાઝ.

મગરીબની નમાઝ સુરજ અસ્ત પામ્યા પછી તુરત પઢવી જેમાં પહેલાં ૩] રકઆત ફરઝ, ૨] રકાઅત સુન્નત મુઅકકેદ, ૨] રકઆત નફીલ.

૩] રકઆત ફરઝની નિય્યતઃ—નવયતુ અન ઉસલ્લીયા લીલ્લાહી તઆલા સલાસા રકઆતીન સલાતલ મગરીબ ફરઝલ્લાહી તઆલા ફરઝા હાઝલ વકતી મુતવજ્જીહન ઇલા જેહાતીલ કાઅબતીશ--શરીફતી અલ્લાહુ અકબર."

૨) રકાઅત સુન્નત મુઅકકેદની નિય્યતઃ—નવયતુ અને ઉસ-લ્લીયા લીલ્લાહી તઆલા રકઆતયની સલાતલ મગરીબી સુન્નતા રસુલુલ્લાહી તઆલા મુતવજ્જીહન ઇલા જીહતીલ કાઅબતીશ–શરીફતી અલ્લાહુ અકબર."

૨) રકાઅત નફીલની નિય્યતઃ—" નવયતુ અન ઉસલ્લીયા લીલ્લાહી તઆલા રકઆતયની સલાતા નફ્લીલ મગરીબી મુત-જ્જીહન ઇલા જીહતીલ કાઅબતીશ-શરીફતી અલ્લાહુ અકબર."

## ૫. ઈશાની નમાઝ.

મગરીબનો વખત વિત્યા પછી તે પરોઢયું થવા અગાઉ સુધી જેમાં પહેલાં ૪) રકઆત સુન્નત મુસ્તહબ ૪) રકઆત ફરઝ. ૨) રકઆત સુન્નત મુંઅકકેદ. ૨) રકઆત નફીલ. ૩) વિતર.

૪) રકઆત સુન્નત મુસ્તહબની નિય્યતઃ–" નવયતુ અને ઉસલ્લીયા લીલ્લાહી તઆલા અરબાઅ રકઆતીન સલાતલ ઇશાઇ સુન્નતા રસુલીલ્લાહીતઆલા મુતવજ્જીહન ઇલા જીહતીલ કાઅબતીશ શરીફતી અલ્લાહુ અકબર."

૪) રકાઅત ફરઝની નિય્યતઃ–" નવયતુ અન ઉસલ્લીયા લીલ્લાહી તઆલા અરબાઅ રકઆતીન સલાતલ-ઇશાઈ ફરઝલ્લાહી તઆલા ફરઝા હાઝલ વકતી મુત વજ્જીહન ઇલા જીહતીલ કાઅબતીશ–શરીફતી અલ્લાહુ અકબર."

૨) રકાઅત સુન્નત મુઅકકેદની નિય્યતઃ–" નવયતુ અન ઉસલ્લીયા લીલ્લાહી તઆલા રકાઅતયની સલાતા બાઅદલ ઇશાઇ

સુન્નતા રસુલીલ્લાહી તઆલા મુતવજજીહન ઇલા જીહતીલ કાઅબ શરીફતી અલ્લાહુ અકબર."

૨) રકાઅત નફીલની નિય્યતઃ-" નવયતુ અન ઉસલ્લીયા બીલ્લાહી તઆલા રકઆતયની સલાતા બાઅદલ ઈશાઇ નફલી લ્લાહી તઆલા મુતવજજીહન ઇલા જીહતીલ કાઅબતીશ-શરીફતી અલ્લાહુ અકબર."

૩) રકઆત વિતરની નિય્યતઃ—" નવયતુ અને ઉસલ્લીયાલી લ્લહી તઆલા સલાસા રકઆતીન સલાતા વિત્રી, વીત્રી હાઝીહીલ લયલી બાઅદલ ઇશાઇ મુતવજજીહન ઇલાજીહતીલ કાઅબતીશ-શરી ફતી અલ્લાહુ અકબર."

## નમાઝો ઘણી કીસમની છે.

દરરોજ પાંચ વખતની નમાઝો ઉપરાંત, જુમ્માની નમાઝ ફર્ઝ એન છે. ઇદુલ ફીત્ર (રમઝાન ઇદ) ની નમાઝ. તથા ઇદુલ અદહા (બકરી ઈદ) ની નમાઝ, અને બીજી નમાઝો ખાસ મુકરર માસ રમઝાન શરીફની છે, જેને તરાવીહની નમાઝ કહેવામાં આવે છે.

## જુમાની નમાઝ.

જુમાના દિવસે દરેક મોઅમીન મુસલમીન ઉપર જુમાની નમાઝ પઢવી ફર્ઝ છે. જુમાના દિવસે ગુસલ કરી સાફ કપડાં પહેરી મસ્જીદમાં જવું. જુમાંના દિવસે જેમ આપણે દરરોજ ઝોહરની નમાઝ અદા કરીએ છીએ તે મુજબ ઝોહરની ૪) રેકઆતને બદલે ૨) રકઆત જુમાની નમાઝ ઇમામની પછવાડે જમાતની સાથે

પઢવી. જેમાં પહેલાં. ૪] રકઆત સુન્નત કબલલ જુમઆ, પછી ખુતબો પઢાયા બાદ ૨] રકઆત જુમાની ફરઝ, પછી ૪] રકઆત સુન્નત બાઅદલ જુમઆની પઢવી, ત્યાર પછી ૨] રકઆત સુંન્નત મુઅકકદક છે. જુમાની નમાઝ પઢવા માટે તથા ખુત્બો સાંભળવા માટે સખત તાકીદ છે. જુમાની નમાઝ પઢયા પછી ઝોહરની નમાઝ પઢવાની જરૂર નથી.

૪] રકઆત સુન્નતની નિય્યતઃ—"નવયતુ અન ઉસલ્લીયા લીલ્લાહી તઆલા અરબાઅ રકઆતીન કબલલ* જુમઆતી સુન્નતા • રસુલુલીલ્લાહી તઆલા મુતજ્જીહન ઇલ જીહતીલ કાઅબતીશ-શરીફતી અલ્લાહુ અકબર."

૨] રકાઅત જુમાની ફરઝઃ—"નવયતુ અન ઉરફીતા ફરઝાઃ—ઝોહરી અન ઝીમ્મતી બીઅદઇ રકઆતયની સલા લ જુમઆની ઇકતદયતુ બી હાઝલ ઇમામ મુતવજ્જીહન ઇલા જીહતીલ કાઅબતીશ-શરીફતી અલ્લાહું અકબર."

૪] રકાઅત સુન્નતની નિય્યતઃ- "નવયતુ અન ઉસલ્લીયા લીલ્લાહી તઆલા અરબાઅ રકાઅતીન બાઅદલ જુમઆતી સુંન્નતા રસુલીલ્લાહી તઆલા મુતવજ્જીહન ઇલા જીહતીલ કાઅબતીશ-શરીફતી અલ્લાહુ અકબર.

## નમાઝ પઢવાની રીત.

આગળ જણાવ્યા પ્રમાણે નમાઝ પઢવા અગાઉ વઝુ કરવો જોઇએ ત્યાર પછી કીબલા તરફ મોઢું રાખી નિય્યત કરવા બાદ

બન્ને હાથના અંગુઠા કાનના નીચલા ભાગને લગાડીને નીચે મુજબ કહેવું.

**અલ્લાહુ અકબર** ( અલ્લાહ મહાન છે. ) તે પછી ડુંટીની નીચે જમણો હાથ ડાબા હાથ ઉપર રાખી એટલે બન્ને હાથો બાંધીને નીચે મુજબ પઢે.

**સુબ્હાનકલ્લા હુમ્મા વબીહમ્દીકા વતબારકા ઇસ્મુકા વતઆલા જદ્દુકા વ લાઇલાહા ગયરૂકા.**

અર્થઃ—પાક છે તું એ ખુદા તથા તારીફ છે તારી અને તારૂં નામ બુઝરગીવાળું છે. તથા મહાન છે મરતબો તારો અને નથી કોઈ ઇબાદતને લાયક તારા સિવાય.

ત્યાર બાદ **અઉઝો બીલ્લાહી મીનશ-શ્શયતાનીર્રજીમ** પઢે પછી **બિસ્મીલ્લાહીર-રહમાનીર-રહીમ** પઢે પછી સુરતુલ ફાતીહા (અલહમ્દુ.) પહેલેથી છેલ્લે સુધી દરેક આયતના શબ્દે શબ્દ ખરા ઉચ્ચારથી પઢવા. ત્યાર પછી કુરઅનમાંથી કોઇપણ સુરા પઢવી ત્યાર બાદ **અલ્લાહું અકબર**. કહીને રૂકુઅમાં જવું ( એટલે વાંકા વળી બન્ને હાથોથી બેઉ ઘુંટણો મજબુત પકડવા અને નીચે નઝર રાખી ઓછામાં ઓછા ત્રણ વખત આ મુજબ પઢવું.)

**સુબ્હાના રબ્બીયલ અઝીમ**. (અમારો ખુદા પવીત્ર અને મોટાઇ વાળો છે.) પછી **સમીઅલ્લાહુ લીમન હમીદા** (અલ્લાહ સાંભળે છે તેને કે જેની ઇબાદત કરે છે.) કહેતા ઉભા થવું, ત્યાર પછી **રબ્બના લકલ હમ્દ**. કહેવુ ( એ અમારા માલીક સર્વે

તારીફ તારાજ માટે છે. ) આ વખતે થોડીવાર ઉભા રહેવું ત્યાર પછી **અલ્લાહુ અકબર** કહેતાંજ સીજદામાં જવું અને **સુબ્હાના રબ્બીયલ આઅલા** ( એ અ ારા માલીક પાકી ઝગી અને મોટાઇ તારી છે. ) એમ ઓછામાં ઓછા ત્રણ વખત પડે. પછી **અલ્લાહુ અકબર** કહી થોડીવાર બન્ને ગોઠણો ઉપર હાથ રાખી બેસીને **અલ્લાહુમ્મગ ફીરલીવરહુમની.** ( એ અલ્લાહ મારા ગુનાહ માફ કર તથા મારા પર રહમ કર ) પઢીને પછી **અલ્લાહુ અકબર** કહેતાંજ બીજો સીજદો કરવો અને પહેલા સીજદા મુજબ પઢવું. ત્યાર પછી અલ્લાહુ અકબર કહેતાં ઉભા થઇ પહેલી રકઆત મુજબ કરવું તથા પઢવું, બીજી રકઆતમાં ફરક એટલોજ કે પહેલી રકઆતમા નિય્યત કરીને જે દુઆ પઢાય છે તે પઢવી નહી, બાકી પહેલી રકઆત મુજબ કરવું તથા પઢવું બીજી રકઆતના છેલ્લા સીજદામાંથી ફારીગ થઈ જમણા પગને ઉભો રાખી ડાબા પગ ઉપર બેસી બન્ને ગોઠણો ઉપર હાથ રાખી નીચે મુજબ અત્તહીય્યાત પઢે.

**અત્તહીય્યાતુ લીલ્લાહી વસ્સલાવાતુ વત-તઇય્યીબાતુ અસ્સલ મુ અલયકા અઈય્યુહન નબીય્યુ વ રહમતુલ્લાહી વ બરાકાતુહુ અસ્સલામુ અલયના વ અલાઇબાદીલ્લાહીસ સાલેહીન, અશહદુ અન્લાઇલાહા ઇલ્લાલ્લાહુ વ અશહદુ અન્ના મુહમ્મદન અબ્દુહુ વ રસુલોહુ.**

આ જગ્યાએ જ્યારે " અશહદુ અન્લા ઇલાહા ઇલ્લાલ્લાહુ " કહે તે વખતે શહાદતની આંગળી ઉભી રાખવી.

અર્થ:—સર્વે બંદગી મોઢાની શરીરની તથા પાક માલની અલ્લાહ માટે છે. સલામતી હોજો અય નબી તારી ઉપર તથા અલ્લાહની રહમત તથા બરકત હોજો. સલામતી હોજો અમારી ઉપર તથા અલ્લાહના નેક બંદા ઉપર. હું શાક્ષી આપું છું કે નથી કોઇ ઇબાદત અથવા પુજા કરવાને લાયક સિવાય અલ્લાહ. અને કબુલ કરૂં છું કે મુહમ્મદ ( સ. વ. ) તેનો બંદો અને મોકલેલો રસુલ છે.

ત્યાર પછી અગરજો ૪. અથવા ૩. રકઆતની નમાઝ હોય તો ઉપર મુજબ અત્તહીય્યાત પઢવા બાદ **અલ્લાહુ અકબર** કહી ઉભા થવું અને બાકીની બે અથવા એક રકઆત હોય તે ઉપર પ્રમાણે પઢી લેવી. અને છેલ્લી રકઆતનાં છેલ્લા સીજદામાંથી ફારીગ થતાં ઉપર મુજબ "અત્ત હીયાત" પડવી ત્યાર બાદ નીચે મુજબ સલવાત તથા દુઆ પઢવી.

**૬. અલ્લાહુમ્મ સલ્લેઅલા મુહમ્મદીન વઅલા આલી મુહમ્મદીન કમા સલ્લયતા અલા ઇબ્રાહીમા વઅલા આલી ઇબ્રાહીમ ઈન્નક હમીદુન મજીદ.**

**અલ્લાહુમ્મા બારેક અલા મુહમ્મદીન વઅલા આલી મુંહમ્મદીન કમા બારકતા અલા ઇબ્રાહીમ વઅલા આલી ઇબ્રાહીમ ઇન્નક હમીદુન મજીદ.**

અર્થ;—અય અલ્લાહ રહેમત મોકલ મુહમ્મદ તથા મુહમ્મદની આલપર કે જેવી રહેમત મોકલી તેં ઇબ્રાહીમ તથા તેની આલ ઉપર, તહકીક તુંજ તારીફને લાયક છે તથા બુઝરગીવાળો છે.

અર્થ:—અા અલ્લાહ બરકત મોકલ મુહમ્મદ પર તથા મુહમ્મદની આલપર કે જેવી બરકત મોકલી તેં ઇબ્રાહીમ તથા તેની આલ ઉપર તહકીક તું જ તાઅરીફને લાયક છે તથા બુઝરગીવાળો છે.

ત્યાર પછી (દુઆ) આ પ્રમાણે પઢવી.

**અલ્લાહુમ્મગફીરલી વલી વાલીદય્યા વલી મન તવલદા વલી જમીઈલ મુઅમીનીનાવલ મુઅમેનાતે વલ મુસ્લીમીના વલ મુસ્લીમાતે અલ અહયાઇ મીનહુમ વલઅમવાતી બી રહમતીકા યા અરહમર—રાહીમીન.**

અર્થ:—ઓ ખુદા તું માફી બક્ષ મને અને મારા માબાપને કે જેઓએ મને જન્મ આપ્યો છે, તેઓ ઉપર રહેમ કર અને તમામ ઇમાનદાર મરદો તથા ઇમાનદાર ઓરતો તથા મુસલમાન મરદો તથા મુસલમાન ઓરતો તથા તેઓમાંથી જીવતાં અને ગુજરી ગયેલાઓને તારીજ મહેરબાનીથી માફી બક્ષ. એ ઘણીજ કૃપા કરનાર અને દયા કરનાર.

ઉપર મુજબ સલવાત તથા દુઆ પઢયા બાદ સલામ કરવું. પહેલાં જમણી બાજુએ માથું ફેરવીને કહેવું **અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહી** ( સલામતી હોજો તથા રહમત હોજો અલ્લાહની તમારી ઉપર ) અને તેવીજ રીતે ડાબી બાજુએ મોઢું ફેરવીને એજ પ્રમાણે કહેવું.

દરેક ફરઝ નમાઝની સલામ વાળ્યા બાદ નીચેની દુઆ પઢે.

**અલ્લાહુમ્મા અનતસ—સલામ વ મીનકસ—સલામ વ**

**ઈલયકા યરજીઉસ--સલામુ ફ હય્યીના રબ્બના બીસ-સલામી વ વઅદખીલના દારકા દારસ--સલામી તબારકતા રબ્બના વતાઆલયતા યા ઝલજલાલી વલ ઈકરામ.**

અર્થ—એ અલ્લાહ તારૂં નામ સલામ છે અને તારીજ તરફથી સલામતી છે અને તારીજ તરફે સલામ પાછી આવે છે. અને જીવતો કર અમને સલામતી સાથે અને દાખલ કર અમને તારા ઘરમાં કે જે સલામતીનું ઘર છે મુબારક છે તું અમોને પાળનાર અને બુઝરગીવાળો છે તું એ મહાન મોહોટાઇવાળા તેમજ કરામતવાળા.

ઈશાઅની સુન્નત, ફરઝ તથા નફીલ નમાઝ પઢવા બાદ ત્રણ રકઅત વિતરની નમાઝ પઢવી વાજેબ છે. વિતરની નમાઝમાં જેમ બીજી નમાઝો પઢવામાં આવે છે તેજ રિતો પ્રમાણે નમાઝ પઢવી. ફકત ત્રીજી રકઆતમાં અલહમ્દુ તથા કુરઆન શરીફની કોઇ પણ સુરા પઢવા બાદ કાને હાથ લગાડી **અલ્લાહુ અકબર** કહીને રૂકુઅમાં જવાને બદલે ફરી હાથ બાંધીને દુઆએ કુનુત પઢવી અને ત્યાર પછી **અલ્લાહુ અકબર** કહી રૂકુઅમાં જવું અને બે સીજદા કરીને અત્તાહીય્યાત પુરી પઢીને નમાઝ ખતમ કરવી.

## દુઆએ કુનુત.

**અલ્લાહુમ્મા ઇન્ના નસતઇનુકા વ નસતગફીરૂકા વ નુઅમીનો બેકા વ ન તવકકલુ અલયકા નુસનીઆ અલચફલ ખયર વનશકુરૂકા વલા નકફુરૂકા વ નખલઉ વ નતરૂકુમ મંય્યફજુરૂકા અલ્લાહુમ્મા ઇય્યાકા નઅબુદુ વલકા નુસલ્લી**

**વ નસઝુદુ વ ઇલયકા નસઆ વ નહુફીઝુ વ નરજુ રહમતકા વ નખ્શા અઝાબકા ઇન્ના અઝાબકા બિલ કુફ્ફારે મુલહિક.**

અર્થ:—ઓ અલ્લાહ અમો તારાથી મદદ માંગીએ છીએ તથા તારીજ માફી ચાહીએ છીએ, અને તારીજ ઉપર ઇમાન લાવીએ છીએ, તથા તારીજ ઉપર ભરૂસો રાખીએ છીએ, અને તારીજ શુકર ગુજારીએ છીએ, અને તારી એકયતા (વહદાનીયત) નો ઇનકાર કરતા નથી. છોડી દઇએ છીએ તથા મુકી દઇએ છીએ તેને કે જે તારી નાફરમાની કરે છે. ઓ અલ્લાહ અમો તારીજ બંદગી કરીએ છીએ અને તારાજ માટે નમાઝ તથા સીજદો કરીએ તારી સેવામાં હાજર છીએ અને તારી રહેમતના ઉમેદવાર છીએ અને તારા અઝાબોથી ડરીએ છીએ બેશક તારો અઝાબ કાફરોનેજ મલવાનો છે.

હમેશાં યાદ રાખવાની જરૂર છે કે, જેમ વઝુ કાયમ થાયછે તેમ વઝુ તુટી પણ જાય છે.

**વઝુ દસ બાબતોથી તુટે છે.**

અગર કોઇના આગલા અથવા પાછલા છુપા અવ્યવો માંથી હવા, પાણી અથવા વજનદાર ચિજ, મનિ સિવાય કાંઇ નીકળે તો વઝુ તુટી જાય છે:—અગર મનિ નીકળે તો ગુસલ કરવું વાજીબ છે. અગર આખું મોઢું ભરાઇ જાય એટલી ઉલટી થાય, અથવા લોહી તથા પરૂ વહી નીકળે, અથવા તો પુંઠ ભરાવીને નિદ્રા કરે. અશવા કોઇ બીમારીથી બેહોશ થઇ જાય, અથવા કોઇ

નીશાથી મસ્ત થઇ જાય, યાતો નમાઝમાં મોટે સાદથી હસે, યા કોઇ ઓરત સાથે સોહબત કરે, અથવા તો કામના ભાવથી ઓરતને હાથ લગાડે તો વઝુ તુટી જાય છે.

ભાઇઓ જાણવાની જરૂર છે કે, અગર વઝુ તુટી જાય તો નમાઝ અદા થઇ શકિત નથી. માટે ઉપર લખેલી હરકતોમાંથી કોઇ એક હરકત થાય તો વઝુ તુટી જાય છે અને ફરી વઝુ કરવાની જરૂર છે.

**નમાઝમાં પણ કેટલીક અગત્યની બાબતો ધ્યાનમાં રાખવાની** જરૂર છે.

નમાઝ પઢતાં વાત કરે, યાતો કોઇને સલામ કરે અથવા તો સલામ વાળે, યાતો દુન્યાના લાભ અર્થે દુઆ ગુજારે અથવા "ઉફ' યા "આહ"નો શબ્દ કાઢે, કાંઇપણ ખાય અથવા પીએ, અથવા કોઈ વાતનો જવાબ આપે અથવા તો વગર કારણે ખોંખાર કરે, યાતો કુરઆન ખુલ્લું મુકીને પઢે અથવા તો ઇમામ સિવાય કોઇને લુકમો? આપે તો નમાઝ તુટીને ફાસીદ થાય છે. વાજીબ છે કે, બીજી વખત નમાઝ પઢવી.

નમાઝ પઢતાં જમણી અથવાડાબી બાજુએ જુએ અથવા ટોપી યા પાઘડી કપાળ સુધી રાખીને સીજદો કરે કપાળ ઉપરથી પરસેવો લુછે, અથવા તો માથું ખુલ્લુ મુકીને નમાઝ પઢે તો નમાઝ મકરૂહ થાય છે. વળી કોઈ કપડું માથા ઉપર અથવા ખભા ઉપર રાખીને એક છેડે લટકાવે, યાતો સાથળ નીચેથી પગ કાઢી બહાર

રાખે અથવા આંગળીઓના ટચકારા મારે, યાતો સફથી અલગ ઉભો રહે, અથવા આસમાન ઉપર જુએ, અથવાતો સીજદામાં બે હાથોની કોણીઓને જમીનની સાથે અડકાવે, અથવાતો કોઇ ચિજથી રમત કરે, યાતો સીજદામાં જતાં કાંકરા દુર કરે. અથવા તો નમાઝ પઢતી વખતે જીવવંત પ્રાણીની તસવીર (છબી) સામે રાખે તો નમાઝ મકરૂહ થાય છે,

---

# બિસમિલ્લા હિર રહમા નિર રહીમ.

---

## સુરતલ-ફાતેહા

બિસ્મીલ્લાહિર-રહમાનીર-રહીમ (૧)

(૨) અલ હમ્દુ લીલ્લાહી રબ્બીલ આલમીન (૩) અર-રહમાનીર-રહીમ (૪) માલીકીયવ મીદ્દીન (૫) ઈય્યાકા નઅબુદુ વ ઈય્યાકા નસતઇન (૬) ઇહદીનસ-સીરા તલ મુસ્તકીમ (૭) સીરાતલ્લઝીના અન અમતા અલય હીમ ગયરીલ મગદુબી અલયહીમ વલદ-દાલ્લીન. આમિન.

તરજુમો:—(૧) કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.)

(૨) વખાણુ ખાસ ખુદાનાંજ છે. સઘળી આલમનો પરવર દીગાર છે. (૩) કૃપાળુ અને દયાળુ છે. (૪) કીયામતના દિવસનો

માલીક છે. (૫) ત્હારીજ અમે બંદગી કરીએ છીએ, અને ત્હારીજ અમે મદદ મ ગીએ છીએ (૬) તું અમને સીધો રસ્તો બતાવ. (૭) કે જે તેઓનો રસ્તો છે કે જેઓનાં ઉપર તેં મહેરબાની કરી છે, પણ તેઓને: રસ્તો બતાવ નહી કે જેઓના ઉપર તારો કોપ થયો છે, અને તેઓનો રસ્તો (પણ) નહી કે જેઓ આડે રસ્તે ગયા છે.

## સુરતુન—નાસ.

## બિસ્મીલ્લાહિર-રહમાનીર-રહીમ.

**કુલ અઉઝો બીરબ્બીન્નાસી (૧) મલીકીન્નાસી (૨) ઈલાહીન્નાસી (૩) મીનશર-રીલ વસવાસીલ ખન્નાસ (૪) અલ્લઝી યુ યસવીસુ ફી સુદુરીન્નાસ (૫) મીનલ જીન્નતી વન્નાસ. (૬)**

**તરજુમો:-કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.)**

(૧) કહે કે હું માણસોના પરવરદેગારનું શરણ લઉં છું. (૨) (કે જે) માણસોનો પાદશાહ છે. (૩) માણસોનો મઅબુદ છે (૪) (કે તે) વસવસો કરનાર ગુપ્ત રહેનાર (શેતાન) ની દુષ્ટતામાંથી (મને બચાવે) (૫) કે જે માણસોના હૃદયમાં વસવસો કરે છે. (૬) તે (વસવસો કરનાર) જીન્ન હોય યા માણસ હો.

## સુરતલ—ફલક.

### બિસ્મીલ્લા હિર—રહમાનીર—રહીમ.

કુલ અઉઝો બીરબ્બીલ ફલકી (૧) મીનશર-રીમાં ખલકા (૨) વ મીન શર-રી ગાસીકીન ઇઝા વકબ (૩) વ મીનશર--રીન--નફ્ફા સાતી ફીલ ઉકદી (૪) વ મીન શરરી હાસીદીન ઇઝા હસદ. (૫)

### તરજુમો:-

કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું)

(૧) કહે કે હું ફજરના, પરવરદીગારનો આશ્રય લઉં છું (૨) કે તે મને) જે તેણે પેદા કર્યું છે તેની આફતમાંથી, (૩) અને અંધારી રાત્રિ જ્યારે પોતાનું અંધારૂ ફેલાવે છે તેની આફત-માંથી, (૪) અને ગાંઠ ઉપર (મંત્ર વડે) ફુંક મારનાર જાદુગર સ્ત્રીઓની દુષ્ટતામાંથી, (૫) અને અદેખાઇ કરનાર જ્યારે પોતાની અદેખાય જાહેર કરે છે તેની દુષ્ટતામાંથી (બચાવે)

## સુરતુલ-ઇખ્લાસ

### બિસ્મીલ્લા હિર-રહમાનીર-રહીમ.

કુલ હુવલ્લાહો અહદ (૧) અલ્લાહુસ-સમદ (૨) લમ યલીદ વ લમ યુલદ (૩) વલમ ય કુન્લહુ કુફ્વન અહદ (૪)

તરજુમો:-

કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું)

(૧) કહે કે તે અલ્લાહ એકજ છે. (૨) તે સ્વતંત્ર નિરંતર રહેનાર અલ્લાહ છે: (૩) તેણે કદી જન્મ આપ્યો નથી. (૪) અને તેની સમાન બીજો કોઇ નથી.

સરતુલ—કવસર

ઇન્ના આઅ્ તયના કલ કવસર (૧) ફસલ્લી લી રબ્બીકા વનહુર (૨) ઇન્ના શાનીઅકા હુવલ અબતર (૩)

તરજુમો;-

કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂ છું)

(૧) ખરેખર અમે તને "કૌસર" બક્ષિશ આપી છે. (૨) માટે તું ત્હારા ખુદા (ની ખુશી) વાસ્તે નમાઝ પઢ, અને કુરબાની કર. (૩) ખરેખર ત્હારો દુશ્મન તે પોતેજ અબતર (વાંઝીઓ છે.)

ભાઇઓ આથી અરજ કરવામાં આવે છે કે એમ ન સમજવું કે આટલીજ સુરાઓ અર્થ સાથે યાદ કરવાની છે પણ એક માણસથી જેટલી સુરાઓ યાદ કરતાં રહેવું અને તેનો અર્થ સમવાની કોશિષ કરવી જોઇએ દરરોજ એક વીષય આગળ વધતા જવું પણ પાછળ હઠવું નહિ. અલ્લાહ પાસે તમારો મહાન દરજ્જો છે. અગર તમો સમજી વર્તશો તો અલ્લાહ તમોને નેક દલો આપશે.

# રેહબરે દીન.

લખનાર—મુન્શી ફતેહખાન અહેમદખાન "દીલકશ"


પ્રગટ કરનાર—"ઇન્સાફ કાર્યાલય"

ઇસ્લામ પ્રીન્ટીંગ પ્રેસ.

ઇસ્લામપુરા મુંબઇ—૪